# ...નું આવવાનું સુચવનારા ચિન્હો,



ઇન્ટરનેશનલ ટ્રેક્ટ સોસાયટીએ પ્રસિદ્ધ કર્યું.

૧૭ એબટ રોડ, લખનૌ.

પ્રતિ ૨...

[Price ¾ anna.] [કિંમત પોણો આનો.

# બાઈબલ વિદ્યાર્થીઓનું પુસ્તકાલય.

## અર્થપ્રમાણે ખરેખરો તારણ કરનાર.

દેવનો દીકરો એક વખત પૃથ્વીપર આવ્યો. તે જુડીઆમાં બેટલેહેમમાં એક બાળક તરીકે જન્મ્યો હતો. બાળપણ અને જુવાનીઆમાંથી તે પુખ્ત ઉમ્મરને માણસ થયો. તેને જુદી જુદી સર્વ રીતે લલચાવવામાં આવ્યો કે જેવી રીતે બીજા કોઇને કદાપી પણ લલચાવવામાં આવ્યો નહિ હોય; તે જીવ્યો, તેણે ઉપદેશ કીધો, તે દુઃખ ખમ્યો, અને મરી ગયો, તે ફરી જાગૃત થયો, અને પ્રમુખ્ય યાજક તરીકે ઉપર સ્વર્ગમાં ગયો કે જ્યાં તેણે આપેલા અનહદ ભોગને લીધે આપણને ફાયદો થાય તેમ કરે છે. આપણા લાભ ખાતરને પાછો આવે છે. ખ્રીસ્તનું બીજી વખતનું આવવું કે જેની અંદર બધી પવિત્ર આશાઓ સમાયલી છે, તે બાઈબિલનું મત છે. બોધ અને વચન, ગુહ્યાર્થ. અલંકારિક ભાષા, અને વાર્તા બધામાંથી, આપણા પ્રભુનું હમેશનું રાજ્ય, જે તેના આવવા સાથે શરૂ થાય છે–જે આખા બાઈબિલમાં આપણી આગળ રાખવામાં આવ્યું છે–તેજ જાપ્ય છેવટ નીકળે છે. તેના આવવાની સાથે બધા ન્યાયી મુવેલાઓ જાગૃત થશે, બધાં જમાનાના બધા ભલા માણસોને અમરણનું આપશે, તેના લોકોમાં તેનો મહિમા પ્રકટ થશે, અને હમેશના ન્યાયી રાજ્યની શરૂઆત થશે કે જ્યારે આ પૃથ્વીના રાજ્યો "આપણા પ્રભુ અને તેના ખ્રીસ્તના થશે, અને તે હમેશને સાટે રાજ્ય કરશે"

## શબ્દ પ્રમાણે આવવું.

જેમ તેનું પ્રથમનું આવવું દેખી શકાય એવું અને શબ્દ પ્રમાણેજ હતું, તેમ તેનું બીજી વખતનું આવવું પણ થશે. તેથી તેનું આવવું મોતપછી, અથવા પશ્ચાતાપથી દુનિયા સુધર્યા પછી, અથવા મોટી ધર્મની જાગૃતી થયા પછી, અથવા એના આત્માથી અથવા એને બદલે કોઈ બીજાથી અથવા દેખાય નહિ એવી રીતે કે અમુક જગ્યા એજ થશે એમ નથી. જ્યારે તે ઉપર ગયો ત્યારે જે દૂતો હાજર હતા તેઓ શું કહે છે તે સાંભળો. "આજ ઈસુ જે તમારી પાસેથી આકાશમાં લઈ લેવામાં આવ્યો છે તે, જેમ તમે તેને આકાશમાં જતાં જોયો તેમજ [ પાછો ] આવશે. પ્રેરિતોનાં કૃત્ય. ૧–૧૧.

"કેમકે સાદથી, પ્રમુખ્ય દૂતની વાણીથી, તથા દેવના રણ-શિંગડાથી પ્રભુ પોતે આકાશથી ઉતરશે." ૧–થેસ્સાલીની-કીઓને પત્ર. ૪ : ૧૬. "જુઓ, તે વાદળાં સુદ્ધાં આવે છે, અને હરેક આંખ તેને દેખશે." પ્રકરણ. ૧ : ૭. "કેમકે જેમ વીજળી પૂર્વથી નીકળીને પશ્ચિમ સુધી ચમકે છે, તેમજ માણસના દીકરાનું આવવું થશે. માત્થી. ૨૪ : ૨૭.

"તારી આંખો રાજાને તેના સૌંદર્યમાં દેખશે." યશાયાહ. ૩૩ : ૧૭. "જુઓ, એક રાજા ન્યાયથી રાજ્ય કરશે" યશા-યાહ. ૩૨ : ૧. જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામાં આવશે,........ત્યારે તે પોતાના મહિમાનાં રાજ્યાસન પર બેસશે." માત્થી. ૨૫ : ૩૧. "જો સહીએનો તેની સાથે રાજ્ય પણ કરીશું." ૨. તીમોથીને પત્ર. ૨ : ૧૨. "અને રાજ્ય તથા રાજ્યાધિકાર, ને આખા આકાશ તળેના રાજ્યોનું મહત્વ પરા-ત્પરના પવિત્રોની પ્રજાને આપાશે, તેનું રાજ્ય સદા ટકનારૂં

રાજ્ય છે, ને સર્વ રાજ્યો તેની તાબેદારી કરશે તથા તેની આજ્ઞાને આધીન થશે.” દાનીયેલ. ૭ : ૨૭. આ બીજા કોઈ માણસનું શંકા ભરેલું રાજ્ય નથી. તે દૈવી પ્રજાઓ ઉપર દૈવી રાજાનું દૈવી રાજ્ય છે, પણ તે અક્ષરેઅક્ષર સત્ય છે. બધાં તેજસ્વી છોકરાઓનું ઘેર આવવું ખરેખર આવકારદાયક થશે! દિલગીરી અને ગુન્હા અને પાપ અને ગાંડપણ અને નહિ બોલી શકાય એવાં પૃથ્વીનાં દુઃખ અને શોકમાંથી આનંદભરી મુક્તિ આવકારદાયક થશે. સદા ટકનારૂં રાજ્ય કે જેમાં “ન્યાયીપનાનું કામ શાંતિ; ને ન્યાયી પણાનું ફળ વિશ્રામ તથા ભરોસો સર્વકાળ સુધી થશે.” યશાયાહ ૩૨ : ૧૭. તે આવકારદાયક થશે.

---

## આપણે વખત જાણીશું ?

આપણે શામાટે નહિ જાણીએ? પ્રલયનો વખત જણાવવામાં આવ્યો હતો; સોડોમ અને ગોમોરાહના નાશનો વખત કહેવામાં આવ્યો હતો; આપણા પ્રભુના પહેલી વખત તે આવવાનો વખત ઘણા ભવિષ્યવાદીઓએ આગળથી કહેલો હતો ખરેખર આપણા પ્રભુના બીજી વાર આવવા જેવા અગત્યના બનાવનો વખત પ્રકટ કરવામાં આવશે; કારણ કે, “પ્રભુ યહોવાહ પોતાનો મર્મ પોતાના સેવક ભવિષ્યવાદીઓને બતાવ્યા શિવાય કંઈ નહિ કરશે.” આમોસ. ૩ : ૭. જ્યારે તેનું આવવાનું પાસે આવશે ત્યારે તેનો વખત પ્રકટ કરશે. જ્યારે તે આમ કરે છે ત્યારે તે વખત જાણવો એ આપણી ફરજ છે. ખ્રીસ્તી લોકોએને શામાટે જાણવો જોઇએ તેના આ ત્રણ કારણો છે:—

( ૧ ) બાઈબલ દેવની પ્રગટ કરેલી ઈચ્છા છે. બાઈબલનો મોટો ભાગ ભવિષ્યવાણી, અથવા તો આગળથી કહેલા ઈતિ

હાસથી રચાયલો છે. જે થવાનું છે તે વિષે તે દેવના વચનો અને જાહેર કથનો છે. ભવિષ્યવાણીના આ મોટા પુસ્તકોમાંનાં એક વિષે આપણે પ્રભુ કહે છે કે "જે વાંચે તે સમજે" માત્થી ૨૪ : ૧૫ તે ભવિષ્યવાણી, છેલ્લા દિવસોના સંબંધમાં, કહે છે કે દેવના સેવકને, અને તેનાવતી દેવના લોકોને "કોપને અંતસમયે શુ થવાનું છે તે જણાવવાને" તે કહેવાંમાં આવી હતી. અને આપણી ખુલ્લો ખુલ્લી રીતે ખાત્રી કરવામાં આવી છે કે "જ્ઞાનીજનો સમજ પકડશે" દાનીયેલ–૮ : ૧૯; ૧૨ : ૧૦.

( ૨ ) ભવિષ્યવાણીનું બીજુ ચોટુ પુસ્તક જે. લોકો તેમાં લખેલી વસ્તુઓ વાંચે છે, સાંભળે છે અને યાદ રાખે છે તેમને એવડો આશિર્વાદ આપે છે–કે જે આશિર્વાદ ભવિષ્યવાણી સમજાય નહિ તો તદન નકામો થાય–જુઓ પ્રકટીકરણ. ૧ : ૩, ૨૨ : ૭.

( ૩ ) એક પ્રેરિત આપણને કહે છે કે "આપણ પ્રભુ ઈસુ ખ્રીસ્તની સત્તા અને આવવા" વિષે દેવના આ અનાયવી ભરેલા જાહેર કથનો "એક નિશ્ચેવાન, એટલે ભવિષ્યવાન છે, તેને અંધારા ઠેકાણામાં પ્રકાશ કરનાર દીવાના જેવી જાણીને તેનાપર જ્યાંસુધી પહો ફાટે ને સવારનો તારો તમારાં અંતઃકરણામાં ઉગે, ત્યાંસુલી ચિત્ત લગાડવાથી તમે સારૂ કરશો." ૨ પીતર. ૧ : ૧૯.

હમણાં આપણે પાપની દુનિયાની લાંબી, અંધારી રાતમાં છીએ. દુનિયાને લગતી દરેક ચીજ, પાપ, દુઃખ અને મોતની ભયાનક બાબતો શિવાય ક્ષણિક અને અનિશ્ચિત છે. માણસો આબાદાની અને ફત્તેહ માટે વચનો આપે છે અને આશા રાખે છે, પણ થોડા વચનના વિજય શિવાય તેઓને નિરાશા અને

હાર મળવાનીજ અને હુમેશ ઘોર અંધારી થતી રાતમાં દુઃખની ભરતી આવ્યા કરવાની. ફકત એકજ સહી સલામત ભોમીઓ, ફકત એકજ સત્ય પ્રકાશ, દેવની "નિશ્ચેવાત એટલે ભવિષ્યવાણી" છે, કે જેને માટે સર્વથી વધારેમાં વધારે બેદરકારી રાખવામાં આવે છે, જ્યારે માણુસો ખોટી વિદ્યા, દંતકથા, અને ભુલના દગાખોર ભુતના તાપણાઓ તરફ જઇને પોતનો ચોક્કસ અને ઘણી વખત જલદી નાશ કરે છે. આપણે દેવના ભવિષ્ય વાણીના શબ્દ પ્રમાણે આપણે આપણો વખત જાણીએ પણ બીજી કોઈ રીતે નહિ.—

---

## અંત પાસે આવ્યો છે? તે કયારે આવશે?

તે આનંદી દિવસ કે જે ગુન્હો, પાપ, જુલમ, દિલગીરી, મોત અથવા પીડા શું છે તે જાણુતો નથી તે કયારે આવશે?—તે જલદી આવશે; કારણ કે તેના આવવાનું પાસે આવ્યું છે, આ બાબતની સાબીતીમાં એક મોટું પુસ્તક લખાય; અમારા વાંચકોની આગળ ટુંકાણુમાં તે રજુ કરીને, અને અમારા પહેલા પાના ઉપર આપેલી આકૃતિ ઉપરથી કેટલા બધા પુરાવાઓ છે તે પોતાની મેડે જોવાને તેમને મદદ કરવાનો પ્રયત્ન કરીને, અમારે સંતોષ માનવો પડશે.

---

## ભવિષ્યવાણીના જાહીર રસ્તાઓ.

ઈંગ્લેંડમાં એક સામાન્ય કહેવટ છે કે, બધાં રસ્તાઓ લંડનમાં મળે છે. આ એક સામાન્ય સત્ય છે; પણ દેવના શબ્દનું આ એક વજનદાર અને સર્વ માન્ય સત્ય છે કે ભવિષ્યવાણીની સર્વ રેખાઓ, કે જે મોટા જાહેર રસ્તાઓ છે અને જેના ઉપર

હવે રાજ્યોની ચડતી પડતી અને બીજા મોટા આકર્ષક બનાવોનું બનવું નિર્માણ કીધું છે, તે ખ્રીસ્તના બીજી વખત આપવાના અને તેનું સદા ટકનારૂં રાજ્ય થવાના અનુમાન ઉપર આપણને દોરી લઈ જાય છે. અમારી આકૃતિમાં આપેલી ત્રિજ્યાની બેવડી લીટીઓ આ ભવિષ્યવાણીના જાહેરમાર્ગો બતાવે છે. અહિંયા આપેલાં છે તેના કરતાં બાઈબલમાં તે વધારે છે.

ભવિષ્યવાણીની આ મોટી રેખાઓની ટુંકામાં ટુંકી સમજુતી પણ આ લેખની હદ જોતાં આપી શકાય એમ નથી. બીજાં મોટાં પુસ્તકો સાથે સાથે જોવામાં જોઇએ. એટલું કહેવું બસ થશે કે, રાજ્યોની ચડતી પડતીરૂપી પૃથ્વીના મોટા બનાવોજ તેમાં આગમચથી કહેવાંમાં આવ્યા છે એમ નથી પણ પૃથ્વી ઉપર ખ્રીસ્તી ધર્મનું કામ, તેની અપવિત્રતા, જોરજુલુમના વખતમાં તેનું દુઃખી થવું, તેના સુધારા, દેવ સાથેનો અને પૃથ્વી ઉપરના રાજાઓ સાથેનો તેનો સંબંધ, મોટા દુષ્ટ ધર્માધ્યક્ષો સાથેનો તેનો ટંટો, અને તેનો દુઃખી થતો તારણ કરનાર, તેનો દૈવી ઉપરી, તેનો મોટો પ્રમુખ્ય યાજક અને તેનો આવનારો ન્યાયાધીશ અને રાજા તેનું કામ, આ બધું, થોડાં ઘણાં વિસ્તારપૂર્વક ભવિષ્યવાણીની મોટી રેખાઓમાં કહેવામાં આવેલું છે.

રોમના મહાસામ્રાજ્યનું નાના નાના રાજ્યોના વિભાગોમાં વહેંચાઈ જવાનું, દાનીયલના બીજા પ્રકરણમાં માટી અને લોઠાના મિશ્રણથી અને સાતમાં પ્રકરણમાં શિંગથી બતાવવામાં આવ્યું છે.

પ્રકટીકરણમાં સાત મુદ્રા અને સાત રણશિંગડાઓની ( પ્રકટીકરણ. ૬ : ૧૧ ), ફ્રાંસમાં થયેલા મોટા રાજ્યપરિવર્તનની

( પ્રકટીકરણ. ૧૧ ), અને પૃથ્વીના રાજાઓનો ધર્મની સાથે ઝઘડાની ( પ્રકટીકરણ. ૧૨, ૧૩ ) કમકમાટ ઉપજાવે એવી ભવિષ્યવાણીઓ છે. આ ભવિષ્યવાણીઓમાં પૂર્વતરફની દુનિયાના મોટાં રાજ્યોનો ઇતિહાસ, મુસલમાની ધર્મની ચડતી અને નાશ, અને યુનાટેડ સ્ટેટની ઉદય, અસર અને છેવટની સ્થિતિ વિષે અજાયબ ભરેલો મત, આગમચથી ચીતરેલા છે. પ્રકટીકરણના ૧૪ : ૬–૪ માં ધર્મની સત્યતા, પવિત્ર ખરી હકીકત, અને અશુભ સૂચવનારી ચેતવણી, કે જે દેવના સેવકો એ પ્રભુના બીજી વખત આવવાને માટે લોકોને તૈયાર કરી રાખવાને સારૂ દુનિયાને જણાવવાની છે તેનો મહાન્ ત્રેવડો સંદેશો જોવામાં આવે છે. ૧૪ અને ૧૫ માં શ્લોકોમાં તે "પૃથ્વીનાં ફળ" કાપવાને દાતરડું લઈને આવતો હોય તેવો બતાવવામાં આવ્યો છે; અને "કાપણી જગતનો અંત છે." માત્થી. ૧૩ : ૩૯. બીજો દેખાવ જે ભવિષ્યવાદીના માનસિક સ્વપ્નામાં તરી આવે છે તે ખ્રીસ્તના બીજી વખત આવવાની વખતે પૃથ્વીના બધી સત્તા ઉપર દેવના લોકોનો વિજય છે. પ્રકટીકરણ–૧૫ : ૧-૩.

વખતના ક્ષેત્રમાં જુદી જુદી જગ્યાર્થથી શરૂ થતાં ભવિષ્યવાણીના આઠ મોટા જાહેર રસ્તા આ રહ્યા, પણ તેઓ બધા નહિ ભુલાય. એવી રસ્તાપરની નિશાનીઓ પેઠે પ્રભુના બીજી વખત આવવાનાં એકજ નિશાનઉપર આપણને દોરી લઈ જાય છે. દરેક આપણને આ મોટા બનાવની પાસે લઈ આવે છે. જેમ જેમ આપણે તેના અંત આગળ પાસે આવતા જઇએ છીએ તેમ તેમ રસ્તાઉપર પુરાવાઓ વધારેને વધારે મળતાં જાય છે, અને ઘસાઈ ગયેલી પૃથ્વી અને તેના થાકી ગયેલા આશાવંત જાત્રાળુઓ આતુર ચહેરાથી અને ઉભરાતી હિમ્મતથી

તેમના રાજાના જલદી પ્રકટ થવાની વાટ જુવે છે. "જે વાંચે તે સમજે."

પણ આપણે તે મહિમાવાન, આનંદી દિવસ કે જ્યારે પૃથ્વી તેના રાજાને આવકાર આપશે તેની પાસે ને પાસે આવીએ છીએ તેને માટે દેવે અબેલા ફક્ત પુરાવાઓ ભવિષ્યવાણીના મોટા જાહેર રસ્તાઓ ઉપરની નિશાનીઓજ નથી. બીજી ખાસ નિશાનીઓછે કે જે "અંતના સમય"ની તરફેણમાં છે અને જે ખ્રીસ્તનું આવવાનું પાસે છે એમ બનાવી હરેકના મનની ખાત્રી કરે છે.

---

## અંતનો વખત.

આ ભવિષ્યવાણીની ઘણી ખરીઓમાં જો રજુ લયનો વખત સ્પષ્ટ રીતે બનાવેલો હોય છે, અને કેટલાક ફકરાઓમાં આ વખત "કાળ, અને કાળો અને અડધો કોળ" (દાનીયેલ ૭ : ૨૫; ૧૧ : ૩૩–૩૫; ૧૨ : ૭; પ્રકટીકરણ ૬ : ૭–૧૧; "એક હજાર બસેંને સાઠ દિવસ" (પ્રકટીકરણ– ૧૧ : ૧૨ : ૧૪), "બેતાળીસ મહિના" (પ્રકટીકરણ ૧૩ : ૫), ૩; ૧૨ : ૬) એમ નક્કી કરેલો હોય છે. આ બધા શબ્દોનો અર્થ વખત ગણવાની બાઈબલની રીત પ્રમાણે (વરસના બાર મહિના, અને મહિનાના ત્રીસ દિવસ) સાડાત્રણ વર્ષ થાય છે, ૧૨૬૦ દિવસ "દર વરસને માટે એક દિવસ લેખે" ૧૨૬૦ અર્થે પ્રમાણે વરસ થાય છે. હુમકીએલ–૪ : ૬. ૫૩૮ થી શરૂ થતાં અને ૧૭૯૮ માં પુરા થતાં અંધારા જમાનાના ત્રાસનો આ વખત હતો, કે જ્યારે પોપપાયસ ૬ ઠો કેદ પકડાયો, અને ત્રાસ દેવાની પોપની સત્તા પડી ભાગી. ૧૭૯૮ માં તેથી "અંતનો સમય" શરૂ થયો કે જેમાં ભવિષ્યવાણીની મોટી રેખાઓનું

છેવટ અને આપણા મહિમાવાન પ્રભુ કે જેનામાં જમાનાની આશાઓ અને નમુનાઓ સનાયલી છે તેનું પ્રકટીકરણ જણાશે. ૧૭૯૮ નું વર્ષ પહેલા મોટા આગળથી ભાખવામાં આવેલા વખતનો અંત બતાવે છે. બીજા વખત વર્ણવેલા છે જેવાંકે ૫૪૧ દિવસ અને તે ઉપરાંત બીજા (એટલે ૫૪૧ વરસ ૧૫ દિવસ) પ્રકટીકરણ ૯ : ૫ માં, અને દાનીએલ ૮ : ૧૪ ના ૨૩૦૦ દિવસ કે જે ૧૮૪૦ અને ૧૮૪૪ માં અનુક્રમે પુરા થાય છે; પણ આગળથી ભાખેલો કોઈપણ વખત ખ્રીસ્તના આવવા લગી પહોચતો નથી. પહેલો વખત પુરો થાય ત્યારથી તે આપણે પ્રભુ આવે ત્યાં સુધી "અંતને સમય" છે, કે જ્યારે માણસો ભવિષ્યવાણી ઉપર આધાર રાંખીને તે મોટો બનાવ જોવાની શરૂઆળ કરે છે. "પણ તે દહડા તથા તે ઘડી કોઈપણ જાણતો નથી." (માત્થી–૨૪ : ૩૬). છતાં પણ ખ્રીસ્તના આવવાના વખતે, તે પાસે બારણા આગળજ છે તે જાણવાની આપણા ફરજ છે.

---



મોટી તોપ.

## બધાને માટે ખાત્રી.

પણ કેટલાક કહેશે કે "એમ ઇતિહાસ જાણતા નથી તેથી ભવિષ્યવાણીની આ દેખાએ। સમજવાને માટે એમ લાયક નથી, આ બાબતો એજ પ્રમાણે છે તેની અમને કાંઈ બીજી ખાત્રી મળશે ખરી ?" તેના જવાબમાં હું કરી શકે ભવિષ્યવાણીના શબ્દ સમજવા એ કોઈપણ અક્કલવાન માણસ અથવા સ્ત્રી જે બરાબર રીતે તેની અગત્ય સમજે છે તેની શક્તિની બહાર નથી. "તેને અંધારા ઠેકાણામાં પ્રકાશ કરનાર દીવાના જેવી જાણીને તેનાપર જ્યાં સુધી પહો ફાટેને સવારનો તારો તમારાં અંતઃકરણોમાં ઉગે, ત્યાં સુધી ચિત્ત લગાડવાથી તમે સારૂં કરશો." ૨ પીતર ૧ : ૧૯ "પહો વાહનો મર્મ તેનાથી બિહીનારાંની પાસે છે, ને તે પોતાનો કરાર તેઓને જણાવશે" ગીત શાસ્ત્રી ૨૫ : ૧૪ "મર્મો યહોવાહ આપણા દેવના છે, પણ પ્રકટ કરેલી વાતો સદા આપણી તથા આપણાં સંતાનોની છે, કે આપણે આ નિયમનાં સર્વ વચનો પાળીએ." પુનર્નિયમ ૨૯ : ૨૯ "જે વાંચે તે સમજે" માત્થી ૨૪ : ૧૫.

તોપણ દેવની પાસે બીજા પુરાવાઓ છે કે જે દરેક વિચારવંત માણસના મનપર અસર કરશે. ભવિષ્યવાણીના મોટા જાહેર રસ્તાઓ કે જે ખ્રીસ્તનું રાજ્ય થવાના અનુમાન ઉપર લઈ જાય છે તે ઉપરાંત, દેવે

---

## તેના આવવાની

ખાસ નિશાનીઓ આપણને આપી છે. અમારા પહેલા પાના ઉપર આવેલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે, આ નિશાનીઓ "અંતના સમય" લગીમાં આવી જાય છે. "તારા આવવાની

શી નીશાની થશે" ( માત્થી ૨૪ : ૩ ) એ શિષ્યે પુછેલા સવાલના જવાબમાં, આપણા પ્રભુએ કહ્યું છે કે, "અને સુરજ તથા ચંદ્ર તથા તારાઓમાં ચિન્હો થશે, ને પૃથ્વી ઉપર દેશ જાતિઓ, સમુદ્ર તથા મોજાંઓની ગર્જનાથી અકળાઇને, ગભરાશે; પૃથ્વી ઉપરજ આવી પડવાનું છે તેની બીકથી તથા તેની વકીથી માણુસો નિર્ગત થશે; કેમકે આકાશમાંના પરાક્રમો હલાવાશે. અને ત્યારે તેઓ માણુસના દીકરાને પરાક્રમ તથા મહામહિમા સહિત વાદળામાં આવતો જોશે." લુક. ૨૧ : ૨૫ ૨૭.

બાઇબલમાં તેથી આ નિશાનીઓ અથવા પુરાવાઓ કે જે આપણુની ખાત્રી કરી આપે છે કે ખ્રીસ્તનું આવવું પાસે છે તેનું વર્ણન જડશે; નહિ તો આપણે શેની આશા રાખવી તે જાણી શકીએ નહિ. ઉપર આપણુને કહેવામાં આવ્યું છે કે આ નિશાનીઓ સ્થૂલ, સાંસારીક, રાજ્ય દ્વારિક અને નૈતિક દુનિયોમાં દરેક ઠેકાણે લટકાવમાં આવશે.



આગગાડી.

## જ્ઞાનની વૃદ્ધિ.

સામાન્ય જ્ઞાન વધશે એટલુંજ નહિ, પણ બાઈબલનું જ્ઞાન પણ વધશે. નીચે ભવિષ્યવાણી આવેલી છેઃ—

"પણ, હે દાનીયેલ, તું છેક અંતના સમય સુધી એ વાતો બંધ કરીને પુસ્તકને મુદ્રિત કર, ઘણાઓ અહિં નહિં દોડશે. ને સાનની વૃદ્ધિ થશે." "અને તેણે કહ્યું દાનીયેલ, તારે રસ્તે ચાલ્યો જા, કેમકે અંતના સમય સુધી એ વાતો બંધ તથા મુદ્રિત કરાએલી છે. ઘણા શુદ્ધ તથા શ્વેત થશે, ને નિર્મળ કરાશે, પણ દુષ્ટો દુષ્ટતા કરશે; અને કોઈપણ દુષ્ટ સમજ પકડશે નહિ, પણ જ્ઞાની જનો સમજ પકડશે." દાનીયેલ ૧૨ : ૪, ૯, ૧૦.

છેલ્લા પોણોસો વરસમાં જેટલી જ્ઞાનની વૃદ્ધિ જોવામાં આવે છે તેટલી અગાઉ કદી જોવામાં આવી નથી. કળા અને વિજ્ઞાન શાસ્ત્રમાં અને શોધ ખોળમાં આ ખુલ્લે ખુલું દેખાય છે. પણ બાઈબલ સંબંધીનો આ ખાસ કરીને સત્ય છે. "અંતના સમય" પછીજ બ્રીટીશ અને અમેરિકાની બાઈબલ મંડળીઓએ પૃથ્વીની જુદી જુદી ભાષાઓમાં બાઈબલનો તરજુમો કર્યો છે. અને પૃથ્વીના દરેક ઘરમાં કે જ્યાં ભાષા વાંચવામાં આવે ત્યાં ચક્કે નકલ આપવામાં આવી છે. ઉપર ઉપરથી જોતાં બાઈબલ અને ખાસ કરીને ભવિષ્યવાણીઓ ત્યારસુધી મુદ્રિત થયેલી હતી, અને તે એમજ છે એમ હજુ પણ આપણી પાસે બનાવવાને કેટલાક તૈયાર છે; પણ, જ્યારે દુષ્ટો દુષ્ટતા કરશે, અને જ્યારે જ્ઞાન મળી શકે એમ હોય ત્યારે સમજશે નહિ, ત્યારે "ડાહ્યા પુરૂષો ('પ્રભુની બીકજ ડાહ્યા થવાની શરૂઆત છે.) સમજશે." આ નિશાની દરેક ઠેકાણે જોવામાં આવે છે.

---

## છેલ્લા દિવસના ઠઠ્ઠાખોરો.

પીતર છેલ્લા દિવસો વિષે બોલતાં આપણને આ પ્રમાણે ખાત્રી આપે છેઃ—

પ્રથમ એમ જાણો કે છેલ્લા દિવસોમા ઠઠ્ઠાખોરો આવશે, જેઓ પોતાની કુઇચ્છા પ્રમાણે ચાલશે, ને કહેશે કે તેના આવવાનું વચન કયાં છે? કેમકે પિતૃઓ ઉંઘી ગયા ત્યારથી ઉત્પત્તિના આરંભમાં સઘળું જેવું હતું તેવુંજ રહે છે. ૨ પીતર. ૩ : ૩–૪.

અહિયાં બે પુરાવાઓ આપેલા છે, એક ખુલ્લે ખુલ્લો આપેલો છ, બીજો ગર્ભિત છે. કેટલાક લોકો કહેશે કે, ખ્રીસ્ત જલદી આવે છે—એવો ગર્ભિત પુરાવો—બીજી ઠેકાણે સ્પષ્ટ રીતે કહેલો છે. દેવ તેના સેવકોને જે સંદેશો જાહેર કરવાનાં છે તે સ્પષ્ટરીતે આપે છે. (જુવો યોએલ ૨ : ૧; સફાન્યાહ ૨ : ૧૩; પ્રકટીકરણ ૧૪ : ૬, ૭.) જ્યારે આ સંદેશાઓ દુનિયાને જણાવવામાં આવશે ત્યારે ઠઠ્ઠાખોરો ઉઠશે અને પૂછશે કે, "તેનો આવવાનું વચન કયાં છે?" આજ પણ તે પુછાય છે. દેવળમાં જનારા માણસો અને દુનિયાદારીના માણસો, માંચડા ઉપર ઉભા રહી ધર્મ શિક્ષણ આપનારો અને બાસ્ટી ઉપર બેસી ધર્મશિક્ષણ સાંભળનારાઓ, પવિત્ર મેજ આગળ બેસી ન્યાય આપનારાઓ અને બેરીસ્ટરો-એજ સવાલ પૂછે છે કે, તેના આવવાનું વચન કયાં છે? દુનિયા બદલાતી નથી; જે હમેશ થોડા ઘણી પ્રગતિ થયાં કરે છે તે શિવાય બધી ચીજો પહેલાં હતી તેવી અને હવે પછી થશે તેવીને તેવીજ છે." પણ આ સવાલ અને અશ્રદ્ધાનું કહેવું એજ તેના આવવાનું વચન છે, કારણ કે અરાડ સૈકાંઓ ઉપર કહેવામાં આવેલી

ભવિષ્યવાણીનું તે ખરૂ પડવું છે. જેવીરીતે અસલના વખતના સેડયુસીસે સવાલ પૂછયો હતો તેમ માણસો સવાલ પૂછે છે, કારણ કે તેઓ "ધર્મલેખો તથા દેવનું પરાક્રમ જાણતા નથી." માર્ક ૧૨ : ૨૪; ૨. પીતર ૩ : ૫. તેના પરાક્રમના શબ્દે દુનિયા પેદા કીધી, રેલથી બદલી નાંખી, અત્યારસુધી જાળવી રાખી, અને તેના આવવાની વખતે તેનો ઉદ્ધાર કરશે અને નવી બનાવશે. અને ઠઠ્ઠાખોરોપણ, ભવિષ્યવાણીને ખરી પાડીને કહે છે કે—તેનું આવવું પાસે છે.



તાગનો વરસાદ.

# સૂર્ય, ચંદ્ર અને તારાઓમાં નિશાનીઓ.

ઈ. સ. ૯૬ અથવા ૯૭ માં કહેવામાં આવેલી આ એક ભવિષ્યવાણી છે.

"અને જ્યારે તેણે છઠ્ઠી મુદ્રા ઉઘાડી ત્યારે મેં જોયું, ને મોટો ધરતી કંપારો થયો ને સૂર્ય નિત્રાળાના કામળા જેવો કાળો થયો, ને તમામ ચંદ્ર લોહી જેવો થયો, ને જેમ મોટા પવનથી હલાવાએલી અંજીરીના કાચાં ફળ પડે છે, તેમ આકાશમાંના તારાઓ પૃથ્વીપર પડ્યા." પ્રકટીકરણ ૬ : ૧૨–૧૩.

આજ નિશાનીઓની બીજી ભવિષ્યવાણીઓયો એટલે ૨ : ૩૧; માત્થી ૨૪ : ૨૯; માર્ક ૧૩ : ૨૪–૨૬ માં જોવામાં આવે છે. એટલું યાદ રાખવું જોઇએ કે ચાલથી ખ્રીસ્તનું આવવાનું સૂચવનારી નિશાનીઓ તરીકે આપવામાં આવેલી છે.

૧૭૭૬ માં દેવે જારે જુલમ અટકાવ્યો ત્યાર પછી, ૧૭૯૮ પહેલાના જારે જુલમના દિવસોમાં સૂર્ય અને ચંદ્રનું કાળા પડવાનું થયું. ૧૭૮૦ ની મેની ૧૯ મીએ સૂર્ય અતીશય કાળો પડયો હતો, અઈનિહાસમાં તે દિવસ " અંધારા દિવસ " તરીકે આપણે જાણીએ છીએ.

"કનેટીકટ ઐતિહાસિક સંગ્રહ"માં ટીમોથી વાઈટ ડી. ડી. કહે છે કે, "૧૭૮૦ ની મેનો ૧૯ મો દિવસ હતો. પ્રસિદ્ધ દિવસ ઘણા ઘરોમાં મીણબત્રીઓ ચેતાવવામાં આવી હતી. પક્ષીઓ શાંત હતા અને સંતાઈ ગયા હતા. મરઘાં, બતકા આરામ લેવા માળામાં ભરાઈ ગયાં. સાધારણ મત એવો હતો કે ન્યાયનો દિવસ પાસે આવ્યો હતો. હાર્ટફોર્ડ ખાતે કાયદા ઘડનારૂં મંડળ બેઠું હતું, પણ કામકાજ કરવાને અશક્ત થવાથી તે ઉઠી ગયું."

૧૭૮૫ માં ડૉકટર સેમ્યુઅલ ટેનીએ આ બાબત હીસ્ટોરીકલ સોસાયટીને નીચે પ્રમાણે લખ્યું હતું.

"જોકે અસાધારણ અંધારૂં કે જેણે ૧૭૮૦ ના મેની ૧૯ મી એ બધી જાતના લોકોનું ધ્યાન ખેચ્યું હતું તે એવો બનાવ હતો કે જે સમજાવવાને પુષ્કળ શક્તિવાળા ઘણા સદ્‌ગૃહસ્થો એ પ્રયત્ન કીધો હતો, તોપણ હું માનું છું કે તમે મારા માને મળતા થશો કે તેનો સંતોષકારક ખુલાસો હજી બહાર પડયો નથી."

તે ગ્રહણ નહોતું, કારણ કે ચંદ્ર પુનેમનો હતો, અને અંધારૂં ગ્રહણના અંધારા કરતા વધારે વખત પહોચ્યું હતું. અરાડ સેકો પહેલાં દેવ તેના દીકરા મારફત જે બોલ્યો હતો તે વિષે સૂર્ય અને ચંદ્રમાં દેવનું તે લખવાનું હતું.

ત્યાર પછીની બીજી રાત્રે જોકે ચંદ્ર પુનેમને હતો તોપણ એક લેખક કહે છે તેમ જાણે "જગતની દરેક પ્રકાશિત વસ્તુ નાશ પામી ગઈ હોય" તેવું અંધારૂં હતું. છતાં જયારે ચંદ્ર કોઈ કોઈ વખત દેખાતો, ત્યારે બીજો લેખક કહે છે કે તેનો દેખાવ "લોહીનાં દેખાવ" જયો હતો પણ "તારાઓ પડયા" ત્યાં સુધી, તેના આવવાની આ એકવીજ નિશાનીઓ નહોતી– આ–૧૮૩૩ ની ૧૩ મી નવેમ્બરે ખરૂં પડયું, કે જયારે ઉપર વર્ણવેળી રીત પ્રમાણે માણસે કેદી પણ નહિ જોયું હોય એવું તારાઓવું આ બાદ ખરવું થયું. ટોલ કોલેજનો પ્રોફેસર ડેનીઝન ઓમ્સ્ટેડ, જે એક પ્રખ્યાત વિજ્ઞાન શાસ્ત્રી છે, તે આ બરાવ માટે કહે છે કે "૧૮૩૩ મીની ૧૩મી નવેમ્બરની સવારે જેઓ ખરતા તારાઓનાં પડવાનો દેખાવ જોવાને ભાગ્યશાળી હતા, .તેઓએ દુનિયા પેદા થઈ ત્યારથી સ્વર્ગીય દારૂખાનાનો

મોટામાં મોટો દેખાવ જોયો.......૧૮૩૩ નાં તારાના ખરવાની હદ એટએ સુધી હતી કે તેણે પૃથ્વીની સપાટીનો મોટો ભાગ ઢાંડી દીધો હતો." આ બધાને મ ટે ઐતિહાસિક સાક્ષી પુષ્કળ છે અને જેઓએ આ જોયું છે તેમાંનાં ઘણા આજપણ જીવનાં છે. જ્યારે તારાઓ પડચ ત્યા મોટી ત્રેવડી નિશાની પુરી થઈ, અને ભવિષ્યવાણીપ્રમાણે તે દુનિયામાં તે નોધવામાં આવી છે, અને હજારો લોકોએ ખ્રીસ્તના આવવાની નિશાની તરીકે તે જોઈ છે.

---

## "શાંતિ અને સહીસલામતીની" બુમ.

લોકપ્રિય ભાષણોમાંથી નીકળતી ઉપર ઉપરના ઘણા વિશ્વાસવાળી આજ લોકોની સાધારણ ખાત્રી થઈ ગઈ છે કે "દુનિયા સુધરતી જાય છે." આવું માનવામાં જગતમાં સવેળા શાંતિ થવાની ભવિષ્યવાણીઓ આપણને જડે છે. આપણ કદી નહિ જોવામાં આવેલી હદ સુધી જગતના વિગ્રહ માટે કરવામાં આવતી તૈયારીઓ સામાં આ પણ, લાયક જુસ્સાની સામે કે જે જુસ્સો મોટામાં મોટા રાજ્યદ્વારિ મંડળોની તે પ્રાથમિક શાળાઓ સુધી વ્યાપી રહેલો છે. કારણ કે કેટલાક આડંબર ભરેલા જગતની શાંતિ સાચવવાના પ્રયત્નો થાય છે. તેથી માણસો ધારે છે કે, તેમાં જરૂર ફત્તેહ મળશેજ. પણ પ્રભુનો શબ્દ લોકોની આ ભવિષ્યવાણીની વિરૂદ્ધ છે. તે આપણને કહે છે કે છેલ્લા દિવસોમાં લોકો શાંતિ વિષે ભવિષ્યવાણીઓ ભાખતા રહેશે. અને કહેશે કે, "તેઓ પોતાની તરવારોને ટીપીને કોશોને પોતાના ભાલાઓનાં ધારિયાં બનાવશે. પ્રજા પ્રજાની વિરૂદ્ધ તરવાર ઉગામશે નહિ, ને તેઓ યુદ્ધકળા ફરી નહિ શીખશે." જુવો યશાયાહ ૨ : ૧–૪. પણ જ્યારે પ્રભુનો

ભવિષ્યવાદી "પાક પાકશે" તે વખત વિષે કહે છે ત્યારે તે જુદી વાત કહે છે. "તમે વિદેશીઓમાં એ પ્રગટ કરો; યુદ્ધની તૈયારી કરો; યોદ્ધાઓને ઉશ્કેરો; સર્વ લડવૈયાઓ પાસે આવીને ઉપર આવે. તમારા હળની કોશોને ટીપીને તરવારો, ને તમારા દાંતરડાના ભાલા બનાવો; નબળો કહે કે, હું બળવાન છું" વિગેરે. જુવો યોએલ. ૩ : ૯–૧૭. અસલના ઈસ્રાએલની વાત ખરી હતી કે તેના કેદખાના પહેલાં જે ભવિષ્યવાદીઓને રાજાની જોડે માનીતા થવું હતું તેઓ એ આફત, હાર અને ગુલામગીરી બારણા આગળ છે એવી યિર્મેયાહની ભવિષ્યવાણી હસી કહાડી. અને જેમ જેમ લોકો પાપી થતા ગયા તેમ તેમ તેઓ પોતાની જાતને વધારે સહિસલામત માનતા ગયા પણ ખરા ભવિષ્યવાદીનો શબ્દ જે પ્રભુના શબ્દ પ્રમાણે હતો તે ખરો નીકળ્યો. જ્યારે ખોટા ભવિષ્યવાદીઓ શાંતિ અને સહિસલામતીની વીટ કરતા હતા ત્યારે, એ ચિંતા તેઓની પડતી થઈ. અને છેલ્લા દિવસોમાં તે પ્રમાણેજ થશે, "કારણ કે પ્રભુએ તે કહ્યું છે." પ્રેરિત પોલ આ બાબતમાં આપણને ઘણો ભાર મૂકીને ચેતવણી આપે છે. થેસ્સલલોનીકીઓને લખતાં તે કહે છે કેઃ—

"કેમકે તમે સારી પેઠે જાણો છો કે, જેમ રાતમાં ચોર તેમ પ્રભુનો દિવસ આવે છે. કેમકે જ્યારે તેઓ કહેશે કે, શાંતિ તથા કુશળતા છે ત્યારે જેમ ગર્ભવતીનું દુઃખ તેમનેઓપર અકસ્માત નાશ આવશે, ને તેઓ નહિં જબચશે." ૧–થેસ્સોલોનીકીઓને પત્ર ૫ : ૨–૩.

આ ચેતવણી હાલબંધ બેસી છે, કારણકે "શાંતિ અને સહિસળમની" અથવા ખ્રિસ્તના હજાર વર્ષના રાજ્યની" બુમ જે બહાર પડી રહી છે તે "પ્રભુનો દિવસ" ખાત્રીપૂર્વક સૂચવનારી છે.

દુનિયાના વિગ્રહમાટે તૈયારી જ્યારે ઋશિઓના ઝારે પૃથ્વીની પ્રજાઓને તેમના પ્રતિનિધીએ.ને બધી પ્રજાઓની સુલેહ જાળવ-નારી સ ◌ાથાં ભેગા કરવાને કહ્યું, ત્યારે ઘણાઓને ખાત્રી હતી કે દુનિયા "સુલેહ અને સહિસલામતી"ના નવા યુગમાં દાખલ થવાની હતી ક જે ઘણા અપ્રેરિત ભવિષ્યવાદીઓ એ આગળથી કહ્યું હતું. પણ બાઈબલે આવા કોઈ વખતનું આવવાનું જાહેર કર્યું નહાતું. તેથી આપણે તે જોયું નહિ.

ઉલટું આપણે આખી દુનિયામાં વિગ્રહ અને વિગ્રહમાટેની તૈયારીની ધકમક જે દુનિયાએ તેના ચાબાઈલેહાસમાં કદીપણ જોઈ નહોતી. તેવી જોઇએ છીએ. જ્યારે કેટલાક "સુલેહ અને સહિસલામની," અથવા "સુલેહાહુધેહ'ની બુમ પાડયા કરે છે, ત્યારે પ્રજાઓનાં કામ એમ બનાવે છે કે "સુલેહ છેજ નહિ."

પ્રભુના તે દુનિયાના અંતને "પાક કહે છે; અને ભવિષ્યવા-દીઓ એલ "પાક"ના આ વખતને માટે કહેતાં કહે છે કેઃ—

"તમે વિદેશીઓમાં એ પ્રગટ કરો; યુદ્ધની તૈયારી કરો; યોદ્ધઓને ઉશ્કેરો; સર્વ લડવૈયાએ પાસે આવીને ઉપર આવે; તમારા હળની કોશોને ટીપીને તરવારો, ને તમારાં દાંતરડાંના ભાલા બનાવો; નબળો કહે કે, હું બળવાન છું. હે આસપા-સની સર્વ દેશજાતિઓ, જલદી આવો; ને એકઠા થાઓ; હે યહોયાહ, ત્યાં તારા યોદ્ધાઓને ઉતારી લાવ. દેશજાતિઓ ઉઠો, ને યહોશાફાટની ખીણમાં આવો; કેમકે ત્યા હું આસ-પાસની સર્વ દેશજાતિઓને ન્યાય કરવાને બેસીશ. તમે દાંતરડું લગાડો, કેમકે ફસલ પાકી છે; ચાલો, ખુંદો; કેમકે દ્રાક્ષચક્કી ભરેલી છે, દ્રાક્ષકુંડો ઉભરાઈ જાય છે; કેમકે તેઓની દુષ્ટતા બહુ છે. ટોળેટોળાં, ન્યાય ચુકાદાના નીચાણમાં ટોળેટોળાં!

કેમકે ન્યાય ચુકાદાનાની ચાણુમાં યહોવાહનો દિવસ પાસે છે. યોએલ ૩ : ૯–૧૪.



ટોપ.

આપણને લગભગ એવું ભાગ શે કે "વિગ્રહ જાહેર કરો, યોદ્ધઓને ઉશ્કેરો," વિગેરે શબ્દો પ્રજાઓએ દૈવી હુકમ કરી કે ગણ્યા. જે હુકમ તેઓની બને તેટલી શક્તિપ્રમાણે તેઓએ પાળવો જોઇએ. બધી પ્રજાઓમાં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણેનાં અને વધારેમાં વધારે નાશ ઉપજાવે એવા લડાયક હુથીયારો મેળવવાવી, લડાઇની ઘણીજ અક્કાલવાન કળાઓ અને યુક્તીઓ શીખવાની, ઘણા જોરથી ફાટી ઉઠે એવા પદાર્થોની બનાવી શોધવાની અને તેને કાબુમા રાખવાની, અને વધારેમાં વધારે ઝડપવાળાં, વધારેમાં વધારે જબરા અને ઘણી ભયાનક અસર ઉપજાવનારા લડાયક બારકસો બાંધવાની, નહિ સમજાવી શકાય એવી અને આતુરતા ભરેલી ઉતાવળ જોવામાં આવે છે. બનાવતી વખતે સારામાં સારાં ગણનાં આવાનાં થોડાક વર્ષમાં નકામાં પડે છે, નકામી વસ્તુ તરીકે વેચી દેખાય છે, અને તેની જગ્યાએ વધારે ખર્ચાળ અને વધારે મોત ઉપજાવે એવાં હુથીઆરો મુકાય છે. દરેક પ્રજામાં હુથીઆરથી સજ્જ માણસોનાં ધબકારા, ઘોડેસ્વાર લશ્કરનો ઝપાટાબંધ ધસારો, અને બંદુક અને તોપોના ગડગડાટ સંભળાય છે–અને આ બધું જે મહાન વિગ્રહ બધાઓ ધારે છે તેની તૈયારી માટેજ છે.



લશ્કરની તૈયારી.

યુરોપી રાજ્યોમાં વિગ્રહ માટે જે માંણુસોને કવાયદ શીખવવામાં આવે છે તેની સંખ્યા છેલ્લામાં છેલ્લી ગણત્રી પ્રમાણે ૨૫,૨૯૨,૨૦૨ છે આ હથીઆરબંધ લશ્કરની સંખ્યા અને અસરકારક પણાને વધારવાને દરેક પ્રયત્ન થાય છે, અને દરેક સગવડનો ઉપયોગ કરવામાં આવે છે.

૧૮૯૬ અને ૧૮૯૭ ના સુલેહના બે વરસમાં ૨,૩૨,૫૩૧ માણુસો લડાઈમાં માર્યાં ગયા. જ્યારે આ હથીઆરબંધ પ્રજાઓ ભયાનક લડાઈમાં એક બીજા સાથે બાથાબાથીપર આવી જાય ત્યારે આપણે કેવા પરિણામની આશા રાખીએ.

"અને દેશોનાં લોક ગુસ્સે ભરાયાં ને તારો કોપ આવ્યો; ને સમય એવો છે કે, મુવેલાંઓનો ઈનસાફ થાય, ને તારા સેવક એટલે ભવિષ્યવાદીઓને પ્રતિફળ અપાય પ્રકટીકરણ ૧૧:૧૮.

આ ઓક્કસ બાબી પ્રજાઓ આજ ખરી પાડે છે અને લડાઈનો અને ન્યાયનો મોટો દિવસ પાસે આવ્યો છે.

---



વિમાન.

# પૈસાનો સંગ્રહ.

કેટલાક માણસો અને મંડળોમાં પૈસાનો અતીશય સંગ્રહ, કે જે આજ દુનિયામાં આટલા બધા અસંતોષનું કારણ છે, તેને તે દૈવી માણસ કે જે શરૂઆતથી અંત જોઈ શકે છે તે આગળથી જોઈ શક્યો હતો; અને સૈંકાઓ પહેલાં "છેલ્લા દિવસ" અને "ખ્રીસ્તના આવવાની" ભવિષ્ય વાણીનો તે વિષય થઈ પડ્યો હતો. પવિત્ર આત્માની પ્રેરણાથી ભવિષ્યવાદી જેમ્સે લખ્યું છે કેઃ—

"પૈસાદાર લોકો ચાલ્યા જાઓ તમારાઉપર આવી પડતી દુઃખો માટે રડો કકળો. તમારો પૈસો અપવિત્ર થયેલો છે, અને તમારા લુગડાં ઉધાઈ ખાઈ ગઈ છે. તમારા સોના, રૂપા ઉપર કાટ ચડી ગયો છે; અને તેનો કાટ તમારી વિરૂદ્ધનો પુરાવો થશે અને તમારા માંસને અગ્નિની પેઠે ખાઈ જશે. તમે તમારો ખજાનો છેલ્લા દિવસોમાં સંઘરેલો છે. જુવો, જે મજુરોએ તમારા ખેતરની કાપણી કીધી તેની મજુરી જે તમે લુચ્ચાઇથી દબાવી રાખી છે તે બુમ પાડે છે; અને જેઓએ કાપણી કીધી છે તેઓની બુમે સેબાઓથના પ્રભુના કાનમાં પ્રવેશ કીધો છે. તમે પૃથ્વીઉપર ઘણી કોઆતાથી રહ્યા છો, અને તમારી મોજ મજા ભોગવી છે; કતલને દિવસે તમે તમારા અંતઃકરણ પોષ્યાં છે. તમે ન્યાયીને ધિક્કર્યો છે, તેને મારી નાંખ્યો છે; તે તમારી સામે થતો નથી. માટે ભાઇઓ, પ્રભુના આવતા સુધી ધીરજ રાખો."

હાલના વખતમાં પૈસાના નહિ સંખાવી શકાય એવા ઢગલાની વાત ખુલ્લીજ છે. આ પ્રમાણે હકીકત છે એ વિષે લોકોને ખાત્રી કરી આપવા માટે પુરાવા લાવવાની કાંઈ જરૂર નથી.

આ હકીકત અને તેના વધતા જતા પરિણામ બધાનાં જાણવામાં છે, અને લોકોનાં ટોળાં તેનાથી ઘણાં ઉશ્કેરાઈ ગયા છે. તેમનો તે માન્યાવગર છુટકોજ નથી, અને તેથી "પ્રભુનું આવવાનું પાસે આવે છે" એમ નહિ માનવાને તર્કશાસ્ત્રો પ્રમાણે તેમની પાસે કાંઈ કારણ નથી. પૈસાના સંગ્રહ બાબતની સ્થીતિ બીલકુલ શંકા વગર ભવિષ્યવાણી ખરી પાડે છે; તેથી જે વખતને માટે ભવિષ્યવાણી છે, અને જે વખતમાં બધી સ્થીતિ મળતી આવે છે તે વખત પણ ભવિષ્યવાણી ખરી પાડશે. તેથી જે વખતે આગળથી કહેવામાં આવેલી સ્થીતિ શંકાવગર આપણા જોવામાં આવે તે વખત બીલકુલ શંકાવગર "છેલ્લા દિવસ"નો હોવો જોઇએ કે જયારે "પ્રભુનું આવવું પાસે આવે છે."

પૈસાનો સંગ્રહ અભિમાન ઉત્પન્ન કરે છે, અને અભિમાન ગરીબ લોકોઉપર જોરજુલમ કરાવે છે. પૈસાના વધારે ઓછાપણાની અકુદરતી સ્થીતિને લીલે મજુર વર્ગની હાડભારી ઉત્પન્ન થઈ છે. આ બધી ટંટાઓમાં પૈસાદાર લોકો થોડા દિવસ રાહ જોઈ શકે, મજુરો નહિ. જયારે પોતાના કરતાં કોઈપણ રીતે નહિ સારા માણસો અઢળક પૈસો ભોગવતા હોય, અને પોતાના કુટુંબો તંગીમાં હોય, ત્યારે માણસો જીવપર આવી જાય છે.

ફ્રાન્સમાં થયેલા રાજ્ય પરિવર્તન વખતે લોકોએ એમજ કીધું. જે ગગીબ અને દુઃખી લોકોને દેવમાં વિશ્વાસ નથી તેને માટે બળવો, પરિષર્તન, ઉનાળ પાથળ એજ છેલ્લો રસ્તો છે.

ભવિષ્વાણીનો આ ભાગ, જે આજ દુનિયાના અનુભવની વાત છે જે સ્થીતિ આપણે ઓળખી રીતે જોઈ શકીએ છીએ, તે જેટલો ખરો છે તેટલોજ ભવિષ્યવાણીનો બીજો ભલા—જેને આ બધી બાબતોને પ્રભુના જલદી આવવાની નિશાની તરીકે આ-

પણને કહે છે તે પણ ખરો છે. ભવિષ્યવાણીનું આપણે જે જોયું ગયે તેણે જેની તે નિશાની હોય તેમાં વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઇએ.

---

## ગુન્હાની વૃદ્ધિ.

નીચે આપેલા આગળથી કહેવામાં આવેલા શાસ્ત્રનાં વચનો પૃથ્વીના ઇતિહાસના છેલ્લાં દિવસોને લાગુ પડે છે, જે તે સંબં- ધીનો અભ્યાસ બનાવશે,

"તમે દાંતરડું લગાડો, કેમકે ફસલ પાડી છે; ચાલો ખુંદો, કેમકે દ્રાક્ષ ચક્કી ભરેલી છે; દ્રાક્ષકુંડો ઉભરાઈ જાય છે; કેમકે તેઓની દુષ્ટતા બહુ છે. ટોળે ટોળાં ન્યાય ચુકાદાના નીચાણમાં ટોળેટોળાં! કેમકે ન્યાય ચુકાદાનાં નીચાણમાં યહોવાહનો દિવસ પાસે છે." યોએલ. ૩ : ૧૩–૧૪.

"પણ ભુંડા માણસ તથા ધુતારાઓ ભુલવીને તથા ભુલીને ભુંડાઈમાં વધતા જાય છે." ૨–તીમોથીને પત્ર. ૩ : ૧૩.

"અને અન્યાય વધી જવાના કારણથી ઘણા ખરાનો પ્રેમ થંડો થઈ જશે. માત્થી.–૨૪ : ૧૨.

"ભુંડાઈની ભણી તેઓનાં પગ દોડે છે, ને નિરપરાધ લોહી વહેવડાવવાને તેઓ ઉતાવળ કરે છે; તેમના વિચારો અન્યા- યના વિચારો છે;........અને ઈનસાફ પાછળ ઠેલી મુકાય છે; ને યાયીપણું વેગળે રહે છે;.......વળી સત્યની અછત છે; ને જે ભુંડાઈથી ફરે છે તે લૂટાય છે.' ન્યશાયાહ–૫૯ : ૭–૧૫.

ઉપર લખેલું દરેક કહેણ આ દિવસોમાટે કેવું ખરૂં લાગે છે! અને એવાજ અર્થના બીજાં ઘણાં આપી શકાય. માત્થીમાંથી ઉતારી કરી લીધેલા શબ્દોના અમેરિકાનાં સુધારો કરેલા તર-

જુમા પ્રમાણે ગુન્હા ખરેખર વધતા જાય છે. તે ભવિષ્યવાણીનું ખરૂં પડવું ગુન્હાઓના પત્રકોમાંથી જણાય છે.

અને તે વખેતની તે રકમ ઝપાટાબંધ વધાતી રહી છે. જાહેર અમલદારોએ વિશ્વાસભંગ કર્યાની, અને લાંચ લીધાની હકીકાંતથી વર્તમાનપત્રો ભરેલાં છે; અને આપણા મોટાં શહરોમ-દરેક જાતના ગુન્હાઓ દરરોજ કરવામાં આવે છે. જે પાપ દુનિયાને હમણાં અપવિત્ર કરી રહ્યાં છે તેના કરતાં સોડોમના પાપ ભાગ્યેજ વધારે ખરાબ હોય. ભવિષ્યવાણીના આવી રીતે ખરા પડવાથી આપણે જાણીએ છીએ કે આપણે દુનિયાના અંતમાં રહીએ છીએ.

---

## મોટી આધ્યાત્મિક અધોગતિ.

ભવિષ્યવાણીઓ આ રહી:—

"અને અન્યાય વધી જવાના કારણથી ઘણા ખરાનો પ્રેમ થંડો થઈ જશે. પણ અંતસુધી જે ટકશે તે તારણ પામશે" માત્થી-૨૪ : ૧૨ ૧૩.

"અને એ જાણ કે છેલ્લા દહાડાઓમાં સંકટના વખતો આવશે. કેમકે માણસો સ્વાર્થી દ્રવ્યલોભી, આપ વખાણિયા, ગર્વિષ્ઠ નિંદક, માબાપને ન માનનારા, અનુપકારી. અશુદ્ધ, અપ્રેમી ક્રૂર, બટ્ટા મુકનારા સ્વદમન ન રાખનારા, નિર્દય. સુવાતદ્વેષી, વિશ્વાસઘાતી, હઠીલા, ગર્વથી ફુલેલા દેવપર નહિ પણ વિલાસ ઉપર પ્રીતિ રાખનારા, સુભક્તિનું રૂપ દેખાંડીને તેના પરાક્રમનો નકાર કરનારા, એવા થશે; તેઓથી તું ફરી જા." ૨-તીમોથીને પત્ર ૩ : ૧-૫.

આ દિલગીરીભરેલું ચિત્ર છે. આપણે દુનિયામાં આવો પાપો જોવાની આશા રાખીએ છીએ, કારણ કે આ બધા અપવિત્ર અંતઃકરણની ખરી વસ્તુઓ છે. ( જુવો ગલાતીઓને પત્ર–૫ : ૧૯–૨૧. રૂમીઓને પત્ર–૧ : ૨૮, ૩૨ ); પણ દિલગીરી ભરેલી બાબત તો એ છે કે આ બધી વસ્તુઓ કહેવાત ધર્મ પાળનારાઓ ? કે જેના સ્વરૂપ દૈવી છે પણ દૈવી જીવનમાં દેખાતી જેમની શક્તિ નથી, તેમનામાં જોવામાં આવે છે. દુનિયાની અતીશય દુષ્ટતા ખ્રીસ્તી ધર્મ પાળનારાઓમાં દાખલ થઈ છે. તે સત્ય નીવાડવા માટે ત્યારે શું ? વાંચક ફરીથી શાસ્ત્રી વાંચ, અને તારી જાતને પૂછ કે આ પાપો દેવના કહેવાતા લોકોમાં દરેક ઠેકાણે આજ દેખાય છે કે નહિ. "વેસ્ટર્ન ક્રીશ્ચિયન એડવોકેટ" ( સીનસીને ટાઈ, મે–૧૯, ૧૮૯૩ ) કે જે મેથોડીસ્ટ–એપીસ્કોપલ પત્ર છે તેના તંત્રીએ કહ્યું કેઃ—



બંદરનો દેખાવ.

"ખ્રીસ્તી ધર્મના દેવળોની કલાસની ચોપડીઓ જે લોકોએ ખ્રીસ્તીધર્મ નહિ. સ્વીકાર્યો હોય એવા માણુસો અને બૈરાઓનાં નામથી ભરેલી છે. ખ્રીસ્તી ધર્મનો અધિકારી વર્ગ, ચોપેરા અને નાટકશાળના જુદા જુદા ભાગો, બોકસ, ડ્રેસ–સરકલ, પારકવેટ એમાં જોવામાં આવે છે. પ્રભુના ખાણામાં ભાગ લેનારાઓ સરનોમાં ભાગ લે છે, અને કાર્ડ–પાર્ટી અને નાચમાં હાજરી આપે છે અને બીજાઓને તેમાં પોચતેત્થાં બોલાવે છે. અંતર અને બહરનો તફાવત એટલો બધો ગુચવાડા ભરેલો છે કે જ્યારે માણુસોને ખ્રીસ્તીધર્મમાં જોડાવાને કહેવામાં આવે છે ત્યારે તેઓ હસે છો અને કેટલાક વખત આપણુને કહે છે પણ ખરાં કે તેઓ ખ્રીસ્તીધર્મની દેવળમાં જેઓ જોડાય છે તેમની બહાર સારામાં સારા માણુસો તેઓ જુવે છે. ખ્રીસ્તીધર્મને લગતા કાયદાઓને નહિ ભુલાય એવી રીતે અક્ષરે અક્ષર પાળવાની એક વરસ માટેજ ફરજ પાડવામાં આવે તો આપણા ધર્મના સભાસદો અડધો અડધ ઓછા થઈ જાય, આપણું પાદરીઓનું મંડળ કુળી જાય, આપણા કેશનવાળા દેવળો બંધ થઈ જાય, આપણા અરસપરસના સંબંધી અડકી જાય, અને આપણા પાદરીઓ અને ધર્માધ્યક્ષો પગાર મળ્યાવગર, અને દુઃખમાં આવી પડે. પણ જે વાત રહે છે તે એ છે કે બેમાંની એક વાત બનવી જોઈએ,—હાય તો ખ્રીસ્તીધર્મની કાયદાએ બરાબર પાળી ખ્રીસ્તધર્મ પાળનારાઓને સુધારવા જોઇએ અથવા તો દેવનો પવિત્ર આત્મા બીજા બંધારણુવાળા ઠેકાણુાઓ શોધશે. ઝાડના મૂળ પાસેજ કુહાડી ભારવામાં આવી છે. પશ્ચાત્તાપ માટે બુમ પડી છે. દેવનું કામ થવું જોઇએ જો આપણે રસ્તાવચ્ચે આવીએ, તો તે આપણુને ખસેડશે." કોણુ કરી શકશે મેછોડીસ્ટ ચર્ચ સામાન્ય ધર્મના

દેવળ કરતા ખરાબ છે? અથવા તો ધર્મની સ્થીતિ ૧૮૯૩ થી સુધરી છે. તેમ થયું નથી એ બતાવવાને પુસ્કળ સાક્ષી આપી શકાય. જેમાં ખ્રીસ્તીધર્મશાળાઓ શાસ્ત્રની સત્તામાંથી અને દેવના આત્માપાસેથી દૂર જતાં જાય છે અને તેમના મન ચાલુ કરવાને અને તેમની સંસ્થાઓ જાળવી રાખવાને રાજ્યની મદદ મેળવવા વિનંતિ કરે છે એ કાંઈનાની વાત નથી. દેવની પાસેથી આવી. ભયંકર રીતે જતા રહેવું એ છેલ્લા દિવસની નિશાની છે.

---

## "જાણુ કે તે પાસે છે"

આની પહેલાં જે આઠ લેખો ગયા છે તે ખ્રીસ્તના જલદી આવવાની આઠ ચોખ્ખી નિશાનીઓ છે. તેમાંની કેટલાક માટે આપણે કહી શકીએ કે, આ ખ્રીસ્ત પહેલ વહેલો આવ્યો ત્યાર પછી બીજા સૈકાઓ અને જમાનાઓમાં થઈ છે. અને તે ખરૂં છે; પણ હાલના સિવાય એવો બીજો જમાનો નહોતો કે જેણે આ બધી નિશાનીઓ પુરી પડેલી અને પુરી પડતી જોઈ હોય— "હવે અંજીરી પરથી તેનું દૃષ્ટાંત શીખો ["અને બધાં ઝાડ-પરથી." લુક—૨૧ : ૨૯ ] જ્યારે તેની ડાળી કુમળી થઈ હોય છે, ને પાંદડાં ફુતી નકળે છે, ત્યારે તેમ તમે જાણો છો કે ઉનાળો પાસે આવ્યો છે. એમજ તમે પણ જ્યારે તે બધાં થતાં જુઓ, ત્યારે તમારે જાણવું કે તે પાસે બારણા આગળજ છે." માત્થી. ૨૪ : ૩૨—૩૩.

છતાં આપણે ચોક્કસ વખત જાણતા નથી. કારણ કે "તે દિવસ અને કલાક વિષે કોઈ માણસ જાણતું નથી, ના, સ્વર્ગના દૂતો પણ નહિ, પણ મારો બાપજ જાણે છે." પણ આપણે તેને કેટલાક પાસે જાણીએ? આપણા પ્રભુએ જવાબ આપ્યે છેઃ—

"ખરે ખરહું અને કહું છું કે, આ જમાનો આ બધી વસ્તુઓ ખરી પડે ત્યાર લગી પુરે થવાનો નથી. આકાશ અને પૃથ્વી જતા રહેશે, પણ મારા શબ્દો નહિ જતા રહે"—

આપણે "આ બધી વસ્તુઓ" જોઇએ છીએ; તેથી આપણે જાણવું જોઇએ કે તે પાસે છે. "હાલનો જમાનો" જે આ નિશાનીઓ જુવે છે, જેને આ ચેતવણીઓ આપવામાં આવી છે, જે દુનિયાના અંતસુધી પહોંચે એવો છે તે જતો રહેવાનો નથી. આંધળામાણસો ખીલતી કળીઓ અને લીલાં પાંદડાં જોઈ શકે નહિ, અને થંડા વસંત ઋતુના દિવસોની તાડને લીધે ઉનાળો બેસે છે તેની ભલે ના કહે, પણ છતાં, ઉનાળો આવે છે. અમાન્યતાની આંધળા આંખો ભલે રાજાના આવ-વાની નિશાનીઓ નહિ જુવે, છતાં તે આવે છે. જો કે આકાશ અને પૃથ્વી રસાતળ થઈ જાય તોપણ તેના શબ્દ નિષ્ફળ જશે નહિ. "રાજા તેના સૌંદર્યમાં" દેખાય ત્યાર પહેલાં "આ જમાનો પૂરો થશે નહિ." વાંચક, તું પવિત્ર પ્રભુના શબ્દને માને છે? તું "આ તેજ ઈસુ" ને મળવાને તૈયાર છે? જો કે તેણે તેનું ચારિત્ર્ય બદલ્યું નથી, તોપણ તે મહિમા સાથે આવે છે. તેના આવવાના જે મહિમા દેખાશે તે જ્યારે તે અહિંયા હતો ત્યારે તેનામાં જે ન્યાયીપણું અને પ્રેમ હતા તેનું ફરી ઝળકવુંજ છે. હવે તે તમારામાં તે ન્યાયીપણું, તે પ્રેમ તેના આત્માથી મુકશે. કે જેથી કરીને તમે ત્યારે તેની સાથે મહિમાવાન્ થાઓ. અરે, અતીશય મોડું થઈ જાય ત્યારે પહેલાં હવે તેનો શોધો! તમારા બધાં પાપ તેને સોંપો કે જેથી કરીને તે તમને તમારા બધા અન્યાયપણામાંથી પવિત્ર કરે.

જો તમે તેને આપ્રમાણે શોધશો તો, જે લોકો ખ્રીસ્તના પ્રકાશિત મહિમાંથી પોતાની જાતને સંતાડવાને પત્થરો અને પહાડોને તેમના પર પડવા પ્રાર્થના કરે છે તેમાંના એક થશો નહિ. ( પ્રકટીકરણ–૬ : ૧૬ ), પણ તમે તે લોકોની જોડે ઉભા રહેશો કે જે વિજયવાન્ થઈ બુમ પાડશે કેઃ—જુવો, આ આપણો દેવ છે; આપણે તેની વાટ જોતાં આવ્યા છીએ, ને તે આપણને તારશે; આ યહોવાહ છે, આપણે તેની વાટ જોતા આવ્યા છીએ, તેનો તારણમાં હરખાઇને આનંદ કરીશુ." યશાયાહ–૨૫ : ૯. ઈસુ આવે છે, તે જલદી આવે છે. "જે આ વાતોની સાક્ષી આપે છે તે કહે છે કે, હા, હું વહેલો આવું છું. આમેન, ઓ પ્રભુ ઈસુ, આવ." પ્રકટીકરણ–૨૨ : ૨૦.

